પ્રાસંગિક પત્રિકા નં. ૧.

# મુંબઇમાં વેશ્યાવૃત્તિની બદી.



પ્રકાશક,

સોશીયલ પ્યુરીટી કમીટી,

મુંબઈ.

સન ૧૯૨૧.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ
-૪૯૮
સ૬: ૪૪ : ૬. ૨૩૨ ગાંમ

# કમિટી.

*સર જ્યોર્જ કર્ટીસ, સી. એસ. આઇ. આઇ. સી. એસ. ( રીટાયર થના પ્રમુખ )
ડૉ. એ. લેન્કેસ્ટર, એમ. ડી. પ્રમુખ.
મી. બી. એન. આથવલે, ઉપ–પ્રમુખ.
*મી. એ. એચ. એસ. એસ્ટન.
ડૉ. જેમ્સ કાર્ન્સ એમ. ડી.
મી. ડી. એસ. કેમ્પબેલ.
મી. કાનજી દ્વારકાદાસ એમ. એ.
મિસ એન્જીનીયર એમ. એ.
લેડી ફીલેન્ડ.
મિસીસ આર. એમ. ગ્રે.
રેવરંડ આર. એમ. ગ્રે, એમ. એ.
મી. એન. એમ. જોશી, બી. એ.
*મી. જે. મેકોનેલ.
ડૉ. મિસ મીસ્ત્રી.
*મી. ડબલ્યુ. બી. મેન્લી.
*સર સ્ટેન્લી રીડ, કે. બી. ઇ. એલએલ. ડી.
મી. જી. બી. ત્રિવેદી, બી. એ.
ડૉ. સેન્ડીલેન્ડઝ, એમ. ડી.
*મિસ વોર્ડ.
ડૉ. મિસ ટર્નર વોટસ એમ. બી.
પ્રો. એમ. જે. આંટીઆ, એમ. એ. ઓન. સેક્રેટરી.

બોમ્બે પ્રેસીડંસી વિમેન્સ કાઉન્સીલ અને યંગમેન્સ ક્રીશ્ચીઅન એસોસિએશનના ભેગા પ્રયાસથી બોમ્બે સોશિયલ પ્યુરીટી કમિટી હૈયાતીમાં આવી છે. વિમેન્સ કૌંસિલની સૂચનાથી પેટા કમિટીઓ મુંબઇમાં ચાલતી વેશ્યાવૃત્તિની હાલની હાલતનો અભ્યાસ કરવા માટે ભેગી મળી હતી. તેમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે એ આખા સવાલપર વિચાર કરવા અને તે સંબંધી કેમ કામ કરવું તે નક્કી કરવા માટે ધાર્મિક, સામાજિક તથા કેળવણીના નેતાઓની એક સભા બોલાવવી. આ સભા ૧૯૨૦ ના નવેમ્બર મહિનાની ૧૮ મી તારિખે સર જ્યોર્જ કરટીસના પ્રમુખપદ નીચે મળી હતી અને તેમાં ૪૦ પ્રતિનિધિઓ હાજર થયા હતા. પૂરતી ચર્ચા થયા પછી એવી મતલબના ઠરાવો થાય હતા કે જાહેર પ્રજામત જાગ્રત કરવાનાં પગલાં લેવાં જોઇએ અને આ બાબતમાં જરૂર જણાય તેમ વધારે તપાસ કરવાનું કામ હાથમાં લેવું

આ ઠરાવો પ્રમાણે સર જ્યોર્જ કર્ટીસના પ્રમુખપદ નીચે એક કમીટી ચૂંટવામાં આવી હતી. ત્યારપછી આ કમિટી વારંવાર મળી હતી અને કેટલાક ગૃહસ્થોએ મુંબઇની આ બાબતની ખરી હાલત શું છે તેની તપાસ કરી ઘણું સારૂં કામ બજાવ્યું હતું. તપાસમાં એમ જણાયું છે કે આ બાબતને જેમ બને તેમ વધારે જાહેરમાં મૂકવી જોઇએ અને કમિટીની પ્રાથમિક તપાસ થયા પછી કંઇ જાહેર કાર્ય થવું જોઇએ. કમિટીની એવી ખાત્રી થઇ છે કે વખત હવે આવી પહોંચ્યો છે કે જ્યારે પ્રજામત કેળવવાને ડહાપણભર્યો પણ વધારે જુસ્સાભર્યો પ્રયાસ વિશાળ ક્ષેત્રમાં થવો જોઇએ. એ અભિપ્રાયને આધારે આ પત્રિકા પ્રકટ કરવામાં આવી છે.

---

*આ સભાસદો આ પત્રિકા પ્રકટ થઈ તે પહેલાં મુંબઈ છોડી ગયાં છે.

# મુંબઇમાં વેશ્યાવૃત્તિની બદી.

મુંબઇને તેના શહેરીઓ અલબેલી મુંબઇ કહી મગરૂર થાય છે. તેની મ્યુનિસિપાલીટી હિંદુસ્થાનમાં પહેલા નંબરની ગણાય છે. મુંબઇની દોલત, ગોદીઓ, વેપાર, ઉદ્યોગ, સખાવતી ખાતાંઓ તથા તેની મોટી વસ્તી–આ બધી બાબતો મગરૂરી લેવા જેવી છે એમ તેના શહેરીઓ પૂરતા સંતોષ સાથે કહી શકે તેમ છે. પણ તે સાથે એમ પણ કબુલ કરવું જોઇએ કે આ શહેરે કેટલીક બદીઓ અને ખરાબીઓ એવી લઇ ચલાવી છે કે જે કદિ પણ સહન કરવી ન જોઇએ. મુબઇ ખરેખર, એક સુંદર શહેર છે; પણ કમનસિબે તેમાં રહેલી ખરાબીઓથી તેની ખુબસુરતી શોકજનક રીતે બગડવા પામી છે. આ ખરાબીઓમાંની એક ખરાબી આ શહેરમાં ચાલતી સ્ત્રીઓ અને છોકરીઓના વેપારની બદી છે. આ કંગાળ વેપાર ખુલ્લી રીતે, શરમ વગર ચાલે છે અને જેમાંથી ઘણાં ખરાબ પરિણામ આવે છે–જેના કમનસિબ ભોગોને અનેક દુઃખો અને નિર્દયતા વેઠવી પડે છે. વેશ્યા વૃત્તિની ખરાબી મુંબઇમાં લાંબા વખતથી ચાલુ છે; પણ અદાલતોમાં કામાટી પુરામાં થયલાં કેટલાંક ખૂનોની ભયંકર હકીકતો બહાર આવી ત્યારે જાહેર પ્રજાનું તેના તરફ ધ્યાન ખેંચાયું. પણ જાહેર પ્રજામાં આજ સુધી એ વિષે કેટલાંક વર્તમાન પત્રોમાં થોડાક લેખ પ્રકટ કર્યા શિવાય બીજી કોઇ જાતની ચળવળ થઇ નથી. આ બદીના ઉપાયો ખોળી કાઢવા માટે તથા તેમાં સુધારો કરવા માટે કંઇ થયું નથી. આ બદી એવી છે કે જેના તરફ કોઇ પણ ગૃહસ્થ આંખો આડા કાન કરી શકે નહિ.

વેશ્યાઓના સવાલપર યૂરોપે ઘણું ધ્યાન આપ્યું છે. વેશ્યાઓ બધા દેશમાં છે; પણ ઇંગ્લંડ અને બીજા દેશોમાં પ્રજામત કેળવીને તેની અસરથી આ નીચ ધંધાપર અંકુશ મૂકવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે. ખાનગી પ્રયાસથી તથા કાયદાથી એ ધંધો કરનારાઓ સામે પગલાં લેવામાં આવ્યાં છે અને તંદુરસ્તી તથા નીતિની દિશામાં સારૂં કામ કરવામાં આવ્યું છે. હિંદુસ્થાનમાં પણ લોકોનાં અંતઃકરણ ભેદાયાનાં ચિન્હો જણાય છે. નિરંકુશ વેશ્યાવૃત્તિથી લોકોને શારિરીક, આર્થિક તથા નૈતિક હાનિ થાય છે તે તરફ લોકોનું ધ્યાન ખેંચાયું છે. મુંબઇ મોટું બંદર તથા વેપારી મથક હોવાથી આ ગંભીર સવાલનો તેણે નીકાલ લાવવો જોઇએ. શહેરના મધ્ય ભાગમાં આવેલા મહોલ્લાઓમાં કુટણખાનાંઓ આવેલાં છે કે જેઓ વસ્તીના મોટા ભાગમાં ગરમીના દુષ્ટ રોગનો ફેલાવો કરે છે. ફોકલેંડ રોડ અને ફોરાસ રોડની આખી ટ્રામ લાઇનો તથા તેમની બન્ને બાજુના મહોલ્લાઓમાં ઘણી

હિંદી અને કેટલીક યુરેઝીઅન તથા જાપાનીઝ વેશ્યાઓથી ભરેલાં કુટણખાનાંઓ આવેલાં છે. આ ઘરોની બારીપર ઉભી રહી રાત્રે ખુલ્લી રીતે આ વેશ્યાઓ રાહદારીઓને બોલાવે છે અને દલાલો ઘરાકોને સમજાવતા રખડયા કરે છે. પણ આ બાબત કંઇ એકલી નીતિ કે લોકોની પવિત્રતાનીજ માત્ર નથી પણ કુટણખાનાંઓ ગુલામગીરી, દુર્ગુણો, રોગો અને ગુન્હાઓનાં મથક છે. તેમાં રહેનારી સ્ત્રીઓમાં ૧૦ માંથી ૯ ઘણી નાની વયની હોય છે. ઘણી હિંદી છોકરીઓને તેમનાં માબાપો કુટણીઓ કે દલાલોને નજીવી રકમ લઇ વેચી નાખે છે. હિંદી વેશ્યા એક ખરીદાયલી ગુલામ છે. તે કોઇપણ રીતે સ્વતંત્ર નથી.

## તે સામે પગલાં લેવાં શા માટે જરૂરી છે?

મુંબઇમાં ચાલતી આ બદીપર અંકૂશ મૂકવાને કંઇક કરવુંજ જોઇએ એમ માનવામાં આવે છે. જે ન લઇ ચલાવવું જોઇએ તે લઇ ચલાવવામાં આવે છે ને જો ખરી હકીકત બહાર આવે તો અમે માનીએ છીએ કે તે લઇ ચલાવવામાં આવશે નહિ. પુરૂષો અને સ્ત્રીઓની જીંદગી કંગાળ કરી નાખવામાં આવે છે અને તેથી તેમને ઘણાં દુઃખો વેઠવાં પડે છે. જેમાંનાં કેટલાંક દુઃખો બાળકો અને બીજા નિર્દોષોને પણ વેઠવાં પડે છે. દુર્ગુણના વેપારનો અર્થ એવો છે કે અનીતિના ધંધા માટે સ્ત્રીઓને નસાડી લાવવામાં આવે છે અને પુરૂષો જેઓ મુંબઇમાં ઉમ્મરે પુગેલા હોય અથવા તેની મુલાકાતે આવેલા હોય છે તેમને ગમે તે રીતે લલચાવવાની ગાઢ જાળ બીછાવવામાં આવે છે. પૈસાને ખાતર મરદાઇ તથા સ્ત્રીત્વના રક્ષણ કરનારી બધી બાબતોપર હૂમલા કરવામાં આવે છે. ગરમીનો ઝેરી રોગ કેટલો બધો ફેલાતો જાય છે તે દરેક ડોકટર જાણે છે. આપણી સામાજિક તથા કૌટુંબિક જીંદગીનો દરજ્જોજ હલકો થતો જાય છે અને મોટા થતા છોકરાઓનો રસ્તો જોખમભર્યો બને છે.

## રોગની આપ લે.

આ બદી દરેક જાતના ને દરેક પદવીના માણસોમાં સામાન્ય થઇ ગઇ છે. બધી જાતોમાં દુર્ગુણો વધતા જાય છે. કોઇ જાત બીજી જાતને નીંદી શકે તેમ નથી; કેમકે બધી જાત ખરડાયલી છે. આ વાત કંઇ હિંદીઓ કે અંગ્રેજોની નથી. આ બાબતને મુંબઇના બધા શહેરીઓ સાથે સંબંધ છે કે જેઓ જાહેર પ્રજાના ભલા માટેની જોખમદારી સમજતા હોય. આ બદીનો નાશ ન થઇ શકે તો તેનાપર અંકુશ મૂકવા માટે અને એ ધંધામાં પડેલી ગરિબ સ્ત્રીઓપર ગુજરતા અમાનુષી જૂલમો અટકાવવા માટે શું કરી શકાય એ પ્રશ્ન પૂછવાનો સમય આવી પહોંચ્યો છે. અમારી એવી માન્યતા છે કે જો ખરી હકીકતો બહાર લાવવામાં આવે તો પ્રજામત એટલો બધો ખળભળી ઉઠે કે

સત્તાવાળાઓને અનીતિના ધંધામાટે સ્ત્રીઓને મેળવવી તે તથા પૈસા કમાવા માટે કુટણખાનાં રાખવાં તે ગુન્હો છે એવો સુધારો કાયદામાં કરવો પડે.

## કાયદા અને વ્યવસ્થાની ખામી.

ખરી હકીકત શી છે? મુંબઇ બીજાં બધાં પૂર્વના બંદરો કરતાં વધુ ખરાબ ન હોય તે બનવા જોગ છે તથા હોર્નબી રોડ અને બીજા વિશાળ રસ્તાઓ "પીકાડેલી" સાથે સરખાવી શકાય તેવા છે; તોપણ આ શહેરમાં એવી સ્થિતિ છે કે જે પવિત્રતા તથા સ્વચ્છતાને કલંક લગાડે છે. આ શહેરમાં એવા મોટા લત્તાઓ છે કે જેમાં સર્વત્ર અથવા તેના એક ભાગમાં અનીતિનો ધંધો ધમધોકાર ચાલે છે. અહિંયાં એવા મહોલ્લા છે કે જેમાંથી કોઇપણ સારો માણસ રાતની વખતે કમકમ્યા વિના તેમ નિરાશ થયા વિના પસાર થઇ શકે નહિ. છતાં આ ગંદી અનીતિનાં સ્થળોની અતિ નિકટમાં સારા માણસોને વસવું પડે છે અને તેમનાં બાલકો ત્યાંજ ઉછરે છે.

દરેક વર્ગ તથા સ્થિતિના માણસને માટે આ શહેરમાં વેશ્યાખાનાંઓ ચાલે છે. કેટલાંક ઘરો પરદેશીઓ માટે છે ને તેમાં પરદેશીઓ વસે છે. એવાં કેટલાંક યુરોપીઅનોનાં કુટણખાનાં છે જેમાંનાં ચાર પહેલા વર્ગનાં છે અને તેમાં પૈસાદાર માણસો જાય છે. ચાર બીજા વર્ગનાં છે અને બાકીનાં ત્રીજા વર્ગનાં છે. આ કુટણખાનાંઓમાં ૨૮ યૂરોપીઅન સ્ત્રીઓ, ૨૩ યૂરેઝીઅન અને હિંદી ક્રીશ્ચીયન સ્ત્રીઓ, ૫ મોરિશ્યસની સ્ત્રીઓ અને ૩૩ બગદાદની યાહુદી સ્ત્રીઓ છે. આ ઘરોમાંના ઉંચા વર્ગોમાં સ્વચ્છતા અને આરોગ્યના નિયમો પાળવામાં આવે છે. વેશ્યાઓને તેમની કમાણીનો અરધો ભાગ મળે છે અને અરધો ભાગ કુટણખાનાની માલીક લે છે. યૂરોપીઅન વેશ્યાઓની સંખ્યા લડાઇ પહેલાંની સંખ્યા કરતાં ઘણી ઓછી છે અને શકમંદ આબરૂના પરદેશીઓને દાખલ થવા દેવાનો કાયદો સખત થવાથી પરદેશી દલાલો હવે મળતા નથી. તેથી હવે પહેલાં જે ઘરોમાં ફકત યૂરોપીઅન વેશ્યાઓજ રહેતી તેમાં હિંદી વેશ્યાઓ નજરે પડે છે.

જાપાનીઝ વેશ્યાઓનાં ૩૪ કુટણખાનાં છે તેમાં ૮૦ સ્ત્રીઓ છે. આ ઘરોની સ્થિતિ યુરોપીઅન ઘરો જેવીજ હોય છે જો કે કોઇપણ જાપાનીઝ ઘરને પહેલા વર્ગનું ગણી શકાય તેમ નથી.

હિંદીઓનાં લગભગ ૮૩૦ કુટણખાનાં છે ને તેમાં ૫૦૦૦ વેશ્યાઓ છે જેમનો મોટો ભાગ હિંદુ મુસલમાન વેશ્યાનો છે તથા થોડીક બગદાદી અને યાહુદણો છે. આ ઘરોમાંનાં કેટલાંકની વ્યવસ્થા સારી હોય છે પણ ઘણાં ઘરો તો ગીચ ખીણ જેવાંજ છે કે જ્યાં મનુષ્યો વસે છે ને અત્યંત કંગાળ અનીતિનો ધંધો કરે છે. કુટણખાનાંમાંજ

ચાલુ રહેતી સારી વેશ્યાઓ કમાણીનો અરધો ભાગ ઘરવાળીને આપે છે અને બાકી વધે તેમાંથી પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ પણ ઘણીવાર દલાલો રોકે છે—યારો રાખે છે કે જેઓ તેમની કમાણીપર જીવે છે. હલકા વર્ગોમાં ઘરવાળી અથવા દલાલ વેશ્યાઓની બધી કમાઇ લઇ લે છે અને તેમને ફકત ખાવાપીવાનું આપે છે અને તેમને એવી હાલતમાં રાખવામાં આવે છે કે તેમની સ્થિતિ ગુલામોની સ્થિતિ કરતાં સારી છે એમ ન કહી શકાય. તેમને કરજના બોજા નીચે દબાવી રાખવા માટે તેમને પૈસા ધીરવાનો રિવાજ પડેલો હોય છે. જોકે આવી બાઇઓની સામે પૈસા માટે દાવો માંડવો અગર તો તેમને તેમની ઇચ્છાવિરૂદ્ધ કુટણખાનામાં રાખવી એ કાયદાની વિરૂદ્ધ છે, છતાં એ સ્ત્રીઓની અજ્ઞાનતા અને પુરાવા મેળવવાની મુશ્કેલીને લીધે સરકારી કાયદો નામનોજ રહે છે. ગરિબ વેશ્યાઓ હલકા કુટણખાનાંમાં અજ્ઞાનતા તથા ગરીબાઇને લીધે ઘરવાળાથી થરથર્યા કરે છે. આ બદમાસો ઉત્તર હિંદુસ્થાનના મવાલીઓ હોય છે. તેઓ તેમને અતિશય નિર્દયતાથી કચડે છે. આ કમનસિબ સ્ત્રીઓ જેમાં રહે છે તેમાંનાં ઘણાં ઘરોમાં ખરાબમાં ખરાબ પ્રકારની નિર્દયતા તેમના પ્રત્યે ચલાવવામાં આવે છે.

## પાંજરામાં પૂરાયેલી સ્ત્રીઓ.

કેટલાક મહોલ્લાઓ કે જેનાં નામો મુંબઇગરાઓ જાણે છે તેમાં વર્ષના કોઇ પણ દિવસે રાતે પસાર થનારને સળીઆવાળા દ્વારની પાછળ પાંજરામાં પૂરેલી પશુ જેવી, ઉભેલી સ્ત્રીઓ નજરે પડશે, અને દ્વારને તાળું મારેલું હશે અને તેમના જેવા પતિત ઘરાકોને દાખલ કરતી વખતેજ તે ઉઘાડવામાં આવતું હશે. આ દેખાવ કરતાં મનુષ્ય હૃદયને કમકમાવનારો બીજો કોઇ દેખાવ ભાગ્યેજ હશે. આ એવો દેખાવ છે કે જે જોતાંજ દરેક શહેરી, મનુષ્યત્વની મગરૂરીને ખાતર, બદીનો નાશ કરવાને ઉશ્કેરાઇ જશે.

## ખૂની વાતાવરણ.

ગરિબ વેશ્યાઓને નિર્દયતાથી સતાવવામાં આવે છે એટલુંજ નહિ પણ આ ગંધાતી ગટરોમાં કેવાં કાળાં કામો થઇ શકે તથા વારંવાર થાય છે તે ડંકન રોડ ખુન કેસની તપાસમાં જે ભયંકર બીનાઓ બહાર આવી હતી તેપરથી જણાય છે.

આ ખુનનો ભોગ થયલી બાઇ એક ગરિબ વેશ્યા હતી કે જે એક પઠાણે રાખેલા ત્રણ કુટણખાનામાંના એકમાં રહેતી હતી. આ પઠાણને તેના ભયાનક કામમાં તેની સ્ત્રી તથા ચોકીદાર તરિકે કામ કરતી એક બીજી સ્ત્રી મદદ કરતી હતી. અદાલતમાં તપાસ દરમિયાન જણાયું હતું કે આ કુટણખાનાંઓમાંની સ્ત્રીઓપર રાતદહાડો

જાપતો રાખવામાં આવતો હતો, તેમની મરજી હોય કે નહોય તો પણ તેમને ઘરાકોને વિનંતી કરવાની ફરજ પાડવામાં આવતી, તેમની બધી કમાણી આરોપી લઇ લેતો અને તે ઉપરાંત તેમનાપર નહિ નહિ તેવા જુલમ ગુજારતો. એક રાત્રે આવી નિર્દયતાથી ત્રાસી એક સ્ત્રી નાસી ગઇ. તેને પકડવામાં આવી અને તેજ રાત્રે તેને લાતે, પત્થરે, લાકડીએ–ગમે તેમ મારવામાં આવી. બીજી રાત્રે તેણે ફરીથી નાસી જવાનો પ્રયાસ કર્યો. આ વખતે તેને તે મરી ગઇ ત્યાંસુધી મારવામાં આવી. ખૂનીઓએ લાસ ઠેકાણે પાડવાની પરવાનગી પણ મેળવી અને જો એક પોલિસ હવાલદાર કે જે શંકાશીલ થયો હતો તેણે તપાસ થાય ત્યાંસુધી આરોપીને કેદ ન કર્યો હોત તો આ ખૂનની બધી સાબીતીઓનો નાશ થઇ જાત. પઠાણ અને તેની સ્ત્રીને ખૂનના વાંક માટે ફાંસીની સજા થઇ હતી અને બીજી સ્ત્રીને જન્મટીપ મળી હતી. અદાલતમાં એમ પણ જાહેર થયું હતું કે આ રાક્ષસો એક એક છોકરીને ૩૦ થી ૪૦ મરદો પાસે રોજ મોકલતા અને બધી કમાણી પોતે હજમ કરી જતા. એ છોકરીઓને સારાં વસ્ત્રો તથા સોનારૂપાના દાગીના પહેરાવીને તેઓ લોકોની આંખમાં ધૂળ નાખતા હતા. એ ખૂની, વેશ્યા સ્ત્રીઓના સગાંઓને પૈસા ધીરીને તથા કોરા કાગળપર તેમના અંગુઠાની છાપ લઇને સ્ત્રીઓને પોતાના કબજામાં લેતા. આવી કેટલીક–પ્રોમીસરી નોટો પોલિસે પકડી હતી. આ નોટો તે મરજી પડે ત્યારે ભરી નાખતો અને જો તે સ્ત્રીઓ નાસી જાય તો તેમને કેદ કરાવવાની ધમકી આપતો.

આ બહુ ત્રાસજનક વાર્તા છે અને આ શહેરમાં દરરોજ શું થઇ રહ્યું છે તેપર તે પ્રકાશ નાખે છે. આવા ઘણા બનાવો તો અંધારામાંજ રહેતા હોવા જોઇએ. થોડાજ બનાવો લોકોની જાણમાં આવે છે. પોલિસ આ વાત જાણે છે પણ તેમનું કંઇ ચાલે તેમ નથી. એ બનાવ પછી ધીરેલા પૈસા માટે કુટણખાનાંવાળા વેશ્યાને સજા કરાવી શકતા નથી તેમ તેની મરજી વિરૂદ્ધ રાખી શકતા નથી–એવો કાયદો થયો છે. પણ આ સ્ત્રીઓ એટલી અભણ અને લાચાર હોય છે કે આ કાયદો તેમને ભયંકર જુલમમાંથી બચાવવામાં બહુ ઉપયોગી થતો નથી.

શું આવી હાલત લઇ ચલાવવાને મુંબઇના શહેરીઓ રાજી છે ?

## રોગ અને દુરાચારનો ફેલાવો.

આ જગ્યાઓ શારીરિક તથા નૈતિક બદીનાં ઉત્પત્તિસ્થાન છે. તેમાંથી દુરાચારનો ફેલાવો થાય છે. આખા શહેરની નીતિ તેથી હલકી થતી જાય છે. અસંખ્ય સ્ત્રીઓ ગરમીના રોગથી પીડાય છે અને તેમની મારફતે એ ચેપી તથા ભયંકર રોગ લોકોને લાગે છે જ્યારે ગરિબ–હલકા વર્ગની વેશ્યાને રોગ થાય છે ત્યારે તેને હોસ્પીટલમાં મોકલાવવામાં આવે તોપણ તે નિરોગી થાય ત્યાં સુધી ભાગેજ રહે છે.

તેને પોતાના ગુજરાનનું એક માત્ર સાધન ગૂમાવી દેવાની બ્હીક લાગ્યા કરે છે. તેને કુટણીઓ રજા આપે તોપણ એક પણ રાતની કમાણી ગુમાવવી તેને પરવડી શકતી નથી. એટલી બધી તે ગરિબ હોય છે. અને એક રાતમાં તે એક નહિ પણ ડઝનબંધ માણસો પાસે જતી હોવાથી આ ભયંકર રોગના ફેલાવાનું વર્ણન કરવા કરતાં ફકત કલ્પના કરવાથીજ તેનો ખ્યાલ આવી શકશે.

પણ તેથી પણ વધારે શોકકારક તો નૈતિક પરિણામો છે. આ સ્થલોની નજીકમાં જેઓ વસે છે તેમનાં મન એમ માનવાને ટેવાઇ જાય છે કે આ એક જરૂરી બદી છે. તે અનિવાર્ય છે—એમ માની લઇ પવિત્રતાના આદર્શને તેઓ દૂર-દૂર મૂકે. છે. તેઓ એ બદીની માગણી—કે જે અલબત્ત હસ્તીમાં છે—તેને ફકત પોષતાજ નથી પણ એ માગણીને ઉત્તેજે છે. બાલકો આવા દેખાવો જોતાં ઉછરે—તેમની જીજ્ઞાસા ઉશ્કેરાય—સ્ત્રીપુરૂષનો વ્યવહાર આવો ગંદો અને કંગાળ હોય એવા વિચારો તેમના જીવનના આરંભમાંજ તેમના મગજપર ઠસે—એ બીના અતિ ભયંકર છે. આ વેશ્યાખાનાંઓની ખરાબીને લીધે—આ કંગાળ બદીને લીધે આખાં કુટુંબોના સુખની ધૂળધાણી થઇ જાય છે અને એમ વારંવાર બને છે તે પણ કંઇ ઓછું કરૂણાજનક નથી.

આ બદીના કરૂણ ભોગોનાં કેટલાંક દૃષ્ટાંતો નીચે અપવામાં આવ્યાં છેઃ—

૧. એ. બી.—એક મેડીકલ સ્ટુડંટ છે. તે ગરમીથી પીડાતો હતો ત્યારે ડોકટરની સલાહ વિરૂદ્ધ જઇ પરણ્યો. થોડા દહાડામાં તેની પત્ની ગંભીર બીમારીમાં સપડાઇ. એ માણસે તેની સ્ત્રીની સારવાર કરતા ડોકટરોની ચાલુ વીનવણી છતાં પોતાનું પાપ પ્રકટ કર્યું નહિ અને પોતાની આબરૂ બચાવવા માટે પોતાની સ્ત્રીને યોગ્ય દવા અપાતી અટકાવી. થોડા દહાડા પછી ભાઇસાહેબ પોતે બીમાર પડયા. તેણે હવે પોતાના અવયવોની શકિત ગૂમાવી દીધી છે અને કંઇપણ કામ કરવાને અશક્ત છે. બાર વર્ષથી તે તેના સસરાની મદદપર જીવે છે. તેની છેલ્લી દશા તથા તેણે જેનો નાશ કર્યો છે એવી તેની સ્ત્રીની દશા અત્યંત કંગાળજ છે.

૨. સી. ડી. એક અતિ પૈસાદાર કુટુંબનો યુવાન મૂર્ખ માબાપોના લાડમાં આડે રસ્તે ઉતરી ગયો. તેને ગરમીનો રોગ થયો. તેણે એ રોગ તેની નિર્દોષ પત્નીને આપ્યો કે જે લાંબો વખત દુઃખી થઇ અંતે મરણ પામી. તેનાં બાલકો મૂલથીજ રોગ લઇને જન્મ્યાં હતાં તેઓ પણ મરી ગયાં. તેની પહેલી સ્ત્રી મરી ગયા પછી કોઇએ તેને કન્યા આપી નહિ એમ કરતાં તે એક ગરીબ નિરાધાર બાલાને પરણ્યો કે જેને પણ આ ચેપી રોગ વળગ્યો અને વર્ષો સુધી દુઃખી થઇ તે ભાગેલા દીલે મરણ પામી. પૈસાથી જે જે દવા

થઇ શકે તે કરવા છતાં કાંઇ વળ્યું નહિ. આખરે ૩૦ વર્ષની વયે એ યુવાન પણ અતિ વ્યભિચારથી હાડપીંજર જેવો થઇ તેના માબાપને તેમના એકના એક પુત્ર માટે વિલાપ કરતાં છોડી મરણ પામ્યો.

## ખલાસીઓ તથા સૈનિકોને ભય.

વળી આપણાં શહેરપર એવો આરોપ મૂકવામાં આવે છે કે તે દરિયાઇ મુસાફરી કરનારા તથા તેની મુલાકાતે આવનારા બીજા લોકોને માટે ભયભીત સ્થલ છે. જેઓને વ્યભિચાર કરવો હોય તેઓ તો ગમે ત્યાંથી સાધન શોધી કાઢે છે; પણ આ બદી તો જ્યારે માણસોને તે ન ગમતી હોય ત્યારે પણ તેમના પર ફેંકવામાં આવે છે. એવી માન્યતા ચાલે છે કે વિકટોરીયાઓના ડ્રાઇવરોને કુટણખાનાંવાળા પગાર આપે છે. શહેરની મુલાકાતે આવતા ખલાસીઓને કિનારાપરથીજ વિકટોરીયાવાળાઓ આ દુર્ગુણોના હલકા અડ્ડામાં સીધા લઇ જાય છે અને કોઇ કોઇ વાર ફક્ત જીજ્ઞાસાને લીધેજ તેઓ ફસી પડે છે. અતિ કંગાળ અને અપવિત્ર પૈસા મેળવવા માટે સ્ત્રીઓને દરરોજ વધુને વધુ કંગાળ બનાવવામાં આવે છે અને પુરૂષોને ભયંકર તથા પતિત કરનારા વ્યભિચાર પ્રત્યે આકર્ષવામાં આવે છે.

## ત્યારે ઉપાય શું?

લાંબા વખતથી ભયંકર રીતે ફેલાઇ ગયલી આ બદી કે જેનાં મૂળીઆં આપણી સમાજમાં ઘણાં ઉંડા ગયલાં છે તેનો સત્વર નાશ કરાય એમ લાગતું નથી. જો ધંધાદારી વેશ્યાવૃત્તિનો નાશ કરવામાં આવશે તો ઉખડેલ સ્ત્રીઓ તથા છૂપી અનીતિ હસ્તીમાં આવશે કે જે સમાજને તેટલાંજ ભયરૂપ થશે તથા તેઓ વધારે ઝેર ફેલાવશે એ બીના જાણીતી છે. પણ લોકોને દુર્ગુણ તરફ ઘસડી જતાં આ ભયંકર વેપાર માટે જો સખત પગલાં લેવાય તો ઘણું કરી શકાય તેમ છે. બીજા દેશોના અનુભવ પરથી સિધ્ધ થયું છે કે જો તેમ થાય તો તેથી બીજી બદી વધશે નહિ પણ કદાચ ઘટવા પામશે.

સૌથી સારામાં સારો રસ્તો તો નૈતિક બોધનો છે. સ્ત્રી અને પુરૂષની પવિત્રતા વધારી બન્ને જાતિને સમાન સ્થિતિપર મૂકવાનોજ ખરો રસ્તો છે. જેનાથી શરીરની તથા મનની સ્થિતિ નિરોગી રહે તે દરેક વસ્તુ મદદરૂપ છે. જુવાન સ્ત્રી પુરૂષોને સ્ત્રી પુરૂષના સંબંધ વીષે તેમના તરંગો બગડે નહિ એવી રીતે વધારે જ્ઞાન આપવાની તથા અનીતિની બદીનાં ખરાબ પરિણામોથી તેમને ચેતાવવાની અમને જરૂર જણાય છે. તેમને નિર્દોષ વિલાસનાં સાધનો પૂરાં પાડવાં જોઇએ. આ કમિટી આ દિશામાં કંઇક કરવાની આશા રાખે છે.

## શું કાયદામાં ફેરફાર કરવાની જરૂર છે?

હવે સવાલ એ ઉભો થાય છે કે અનીતિનાં મકાનો ચાલુ રહેવા દેવાં જોઇએ કે? કુટણીઓને સ્ત્રી પુરૂષોની કંગાલ્યત તથા પતનમાંથી પૈસા કમાવા દેવા જોઇએ કે? આ દુર્ગુણને ઓછો કરવાને માટે કંઇ વધારે થઇ શકે કે નહિ? મુંબઇમાં એ ધંધો ગેરકાયદાસર ગણાતો નથી પણ શું તે ગેર કાયદેસર ન ગણાવો જોઇએ? તેના પર થોડાક અંકુશો છે. વેશ્યાખાનાંઓનાં પરવાના અપાતા નથી પણ તેઓ પોલીસની દેખરેખ નીચે રહે છે. જો ત્યાં તોફાન થાય અથવા તેઓ પાડોશીઓને હેરાનગતિ રૂપ થઇ પડે છે એવી ફરિયાદ નોંધાય તો તેમની સામે કામ ચલાવી શકાય છે. કોઇ સગીર વયના છોકરાને આવા ઘરમાં જવાને લલચાવવો તથા કોઇ સ્ત્રીની મરજી વિરૂધ્ધ તેને ત્યાં રાખવી તે ગુન્હો ગણાય છે; પણ તે સ્ત્રીની નારાજીની સાબીતી મેળવવી પડે છે. પોલીશ કમીશનરને આ ધંધો કરનારાઓને અમુક લત્તામાં કે ઘરમાં રહેવાની મના કરવાની સત્તા છે.

આમ હોવા છતાં આ બદી ગેરકાયદેસર નથી ગણાતી. કોઇ સ્ત્રી યા પુરૂષ આવું ઘર રાખી શકે–સ્ત્રી પુરૂષોની ગંદી અનીતિમાંથી પૈસા મેળવી શકે અને તેમાં તોફાન થાય છે એવી ફરીયાદ પોલિસને કાને ન જાય ત્યાં સુધી તેમને કોઇ અટકાવી શકે નહિ. કુટણખાનાંવાળા સામે તરત પગલાં લેવાય તથા તેમાં રહેનારી કંગાળ વેશ્યાઓને તરત છૂટી કરી દેવામાં આવે એવી કોઇ સત્તા પોલીસના હાથમાં નથી. મેજીસ્ટ્રેટો તથા પોલીસ આ બાબતમાં વધારે સત્તા મેળવવાને રાજી છે એમ માનવામાં આવે છે. યુરોપમાંથી કુટણખાનાનો સત્વર નાશ થતો જાય છે. આજે ઇંગ્લંડમાં અને બીજા દેશોમાં કુટણખાનાં રાખનારને કાયદો સજા કરે છે તેમ એ દેશોમાં જૂની પધ્ધતિ ચાલુ કરવાની સત્તાવાળાઓને ઇચ્છા પણ થતી નથી.

સિલોનમાં નોંધવા જોગ ફેરફાર કરવામાં આવ્યો છે. જાહેર પ્રજામતના ટેકાથી સખત કાયદાઓ ઘડીને તથા તે પોલિસ દ્વારા સખત રીતે અમલમાં મુકાવીને જેવી બદી મુંબઇમાં ચાલુ છે તેવી તો ત્યાંથી સદંતર નાશ કરવામાં આવ્યો છે. પૂર્વમાં કોલંબો સ્વચ્છમાં સ્વચ્છ બંદર ગણાય છે. વળી આ સુધારો કરવામાં આવ્યા પછી ત્યાં છુપો વ્યભિચાર વધવાનાં ચિન્હો પણ જણાતાં નથી.

રંગુનમાં ચાલુ ચળવળ તથા સંભાળભરી તપાસને પરિણામે એક બીલ ઘડી કાઢવામાં આવ્યુ છે અને તે હિંદી સરકારની મંજુરી માટે મોકલવામાં આવ્યું છે. હજુ મંજુરી આપવામાં આવી નથી પણ હિંદી સરકારે એ બીલ પ્રગટ કરવાની રજા આપી છે અને તેની કલમો પર વિચાર ચાલે છે. ટુંકમાં તેનો ઉદ્દેશ કુટણખાનાં ગેરકાયદેસર ગણવાનો તથા વેશ્યાની કમાણી પર જીવનાર માણસને

કાયદા પ્રમાણે ગુનેહગાર ગણવાનો છે. આ કાયદાના હવે પછીના ઇતિહાસ પર આ કમીટી વધારે રસપૂર્વક ધ્યાન આપશે.

## તરત પગલાં લેવાની જરૂર.

હિંદમાં એવાંજ પગલાં લેવાની અનિવાર્ય જરૂર છે એવી આ કમીટીની દૃઢ માન્યતા છે. વેશ્યાઓની કમાણી મેળવવાનો ધંધો કરનારાઓ સામે સખત પગલાં લેવાની સત્તા સત્તાવાળાઓને આપવામાં આવે તે માંટે પ્રબળ પ્રયાસ કરવાનો સમય આવી પહોંચ્યો છે એમ કમિટી માને છે. અનીતિનાં ઘરો રાખવાના કામને ગેરકાયદેસર માનવું જોઇએ એવો કમીટીનો અભિપ્રાય છે.

એટલા માટે અમે મુંબઇના બધા શહેરીઓને આ હકીકત પર વિચાર કરવાની તથા તેમાં સુધારા કરવાના સૂચવાયલા ઉપાય ધ્યાનમાં લેવાની વિનંતિ કરીએ છીએ. આવી બદી પર બધી બાજુથી હુમલા થવા જોઇએ. કેટલીકવાર સીધા ઉપાયો કરતાં આડકતરા ઉપાયો વધારે ફતેહમંદ થાય છે પણ કેટલીક બાબતો તો કમીટીને દીવા જેવી સાફ દેખાય છે.

૧. બધા દેશોમાં સ્ત્રીઓ સાથે મળીને તેમની જાતિના પતન સામે લડવાને તથા **સમાન નૈતિક પદવી**ની માગણી કરવાને તૈયાર થઇ છે તે લક્ષમાં લઇને કમિટીને લાગે છે કે બધા દયાળુ તથા ન્યાયી માણસોએ તેમની માગણીને ટેકો આપવા માટે તેમની સાથે જોડાવું જોઇએ.

૨. અમને **કેળવણીની જરૂરિયાત** ઘણી જણાય છે તથા નૈતિક બોધની પણ જરૂર જણાય છે કે જેથી જાહેર પ્રજાના અભિપ્રાયમાં ફેરફાર થવાથી તથા તેની નીતિ ઉચ્ચ થવાથી હલકાં વ્યભિચારનાં સાધનોની માગણી ઓછી થાય.

૩ કમિટીની ખાત્રી થઇ છે કે **વેશ્યાઓનો વેપાર કરનારને કાયદાથી સજા થવી જોઇએ.**

આ હેતુઓને વ્યાપક બનાવવા માટે થોડા વખતમાં એક એસોસીએશન સ્થાપવાની સૂચના થઇ છે. જેઓ એવી એસોસીએશનમાં જોડાવા માગતા હોય તથા જાહેર પ્રજામતપર પોતાનો લાગવગ બની શકે તેટલો વાપરવા ઇચ્છતા હોય તેમને સોશીયલ પ્યુરીટી કમીટીના સેક્રેટરી (c/o બોંમ્બે પ્રેસીડંસી વિમેન્સ કાઉન્સીલ, તાતા હાઉસ, બોડ બી રોડ, મુંબઇ) સાથે પત્રવ્યવહાર કરવાની વિનંતિ કરવામાં આવે છે.

આ પત્રિકા ભારત-સેવા પ્રિન્ટીંગ પ્રેસ, ૫૯, ધસવાડી, ધોબીતલાવ, લુહારચાલ
સ્ટ્રીટ, મુંબઇમાં હરજીવન કાલિદાસ મહેતાએ છાપી છે અને
સોશીઅલ પ્યુરીટી કમીટી,-મુંબઈ-એ પ્રગટ કરી છે.